શ્રી ગણેશાય નમઃ



# સુરત જીલ્લાના પાટણવાડીઆ કડવા પાટીદાર સમસ્તના સુધારા વધારા સાથેની

# કાયદાની ચોપડી.

છપાવી પ્રસીદ્ધ કરનાર.

ગોર નરસીંરામ દલસુખરામ રામપુરા-સુરત.

તથા

ગોર નટવરલાલ મગનલાલ મોટીશેરી-સુરત.

સંવત ૧૯૭૬ સને ૧૯૨૦

સુરત બરાનપુરી ભાગળ ઉપર આવેલાં શ્રી "અનાવિલ"
પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયકે છાપી.

શ્રી ગણેશાયનમઃ



# સુરત જીલ્લાનાં પાટણવાડીઆ કડવા પાટીદાર સમસ્તના કાયદાની

# ચોપડી.



સંવત ૧૯૭૪ નાં માગસર વદ ૫ વાર બુધ તારીખ ૨ માહે જાનેવારી શને ૧૯૧૮ના રોજે સુરત મુકામે સુરત જીલ્લાનાં પાટણવાડીઆ પાટીદાર સમસ્તની ન્યાત ભેગી મળી તેમાં આગલા કરેલા કાયદા તમામને સુધારો વધારો કરી છપાવ્યા તે નીચે પ્રમાણે. પાછલી ચોપડીઓ રદ કરી છે માટે આજથીજ નીચેના કાયદા ચાલુ કરવામાં આવ્યા છે.

## પ્રકરણ (૧)

# લગ્ન સંબંધી.

(૧) આપણી ન્યાતમાં છોકરીઓનું સગપણ જે છોકરા સાથે કરવામાં આવે છે એવાં સગપણ કોઇ પણ માણસનાં છોકરા સાથે જન્મ પહેલાથી નક્કી કરવું નહિ. તેમજ જે છોકરીની સગાઈ જે છોકરા સાથે કરવામાં આવે તેમાં તે છોકરાની ઉંમર છોકરી કરતાં મોટી હોવી જોઇએ. આ વિરૂદ્ધ વર્તન કરનારને પંચવટીઓ રૂપિઆ ૫૧) દંડ કરી તેનો વહેવાર બંધ કરવો અને કરેલું સગપણ રદ્દ કર્યા પછી ન્યાતમાં દાખલ કરવો.

(૨) આપણી ન્યાતમાં છોકરીઓનો વીવાહ કરી સગાઇ બીજાનાં છોકરા સાથે કરે છે ત્યારે પૈસા આપે છે પૈસા આપ્યા એટલે વિવાહ નકકી થાય છે એ રીતે વિવાહ નક્કી થયો એટલે તે સગાઇ કરેલી કોઇએ તોડવી નહી જો કોઈ તોડશે તેને ન્યાતમાં વાપરવો નહી.

(૩) લગ્ન તિથી નક્કી કરતી વખતે ન્યાતના દરેક ગામેથી બબે માણસ બોલાવી વિદ્વાન બ્રાહ્મણ પાસે લગ્ન કઢાવવા અને આપણા ન્યાત ગોરને દરેક ગામે લગ્ન વધાવવા મોકલવા આગલા લગ્નના ચાલતા આવેલા રીવાજ મુજબ કઢાવવાં પછી દરેક પાંચ પાંચ વરસે લગ્ન કાઢવાં.

(૪) દરેક માણસે પોતાની મરજી હોય તોજ પોતાના છોકરા અગર છોકરીનું લગ્ન કરવું જે છોકરીના બાપ તરફથી કંકોત્રી છોકરાના બાપ ઉપર આવે તોજ છોકરાના બાપે જાન લઇ પરણાવવા જવું. અને દરેક પરણેલી કન્યાને લગ્ન વખતેજ સાસરે ઓરાવી દેવી.

(૫) લગ્ન વખતે છોકરો પરણાવવા જાય ત્યારે છોકરીને પલ્લુ ચઢાવવા રૂપિયા ૫૦) થી રૂપિઆ ૧૦૦) સો સુધી લઇ જવું જાસ્તી લઈ જનાર પાસેથી પંચવટી દંડ રૂપિઆ ૨૫) વેરો તથા ન્યાત ગોરને રૂપિયો ૧) આપવો પડશે. આ વિરૂધ્ધ છોકરીનો બાપ છોકરાના બાપ પાસે જાસ્તી માગી હરકત કરશે તો છોકરીના બાપ પાસેથી દંડ રૂપિઆ ૨૫) પંચવટી લેશે તથા ન્યાત ગોરને રૂપિઓ ૧) આપવો પડશે.

(૬) કોઈ માણસે કન્યા વિક્રય કરવો નહીં જો કોઈ કરશે તો લીધેલા રૂપિઆથી બમણા રૂપિયા પંચવટી લેશે જો આપશે નહી તો પંચવટી ન્યાત બહાર મુકશે તથા ન્યાત ગોરને રૂપિઆ ૫) આપવા પડશે.

(૭) કોઈ સ્ત્રી સાસરે જતી નહી હોય તો તે સ્ત્રી જે ગામની હોય તે વસ્તીવાળાને જાહેર કરવું અને વસ્તીવાળાએ મોકલાવવી. નહી જાય તો તેને તથા તેના સગાને ન્યાત બહાર મુકવા. ન્યાત બહાર મુકયા છતાં જો સ્ત્રી પોતાના ધણીને ત્યાં નહી જાય તો ધણી કોરટ મારફતે તેડી જવા તજવીજ કરે તે બાબત ન્યાત તરફથી છુટ છે.

(૮) કોઈ સ્ત્રી પોતાના ધણીને ત્યાં રહેવા ખુશી હોય છતાં તે બાઇને નહી તેડે તો બાઇએ ન્યાત ગોરને તેડીને પોતાના ધણીના ગામે જવું અને તેને તેડવાને કહેવું અને જો ન તેડે તો ન્યાત ગોરે તેને ગામમાંથી તથા ન્યાતમાંથી ન્યાતબહાર મુકવો અને બાઇને ખોરાકી અપાવવી ન આપે તો કોરટમાં દાવો કરી લેવા છુટ છે.

(૮) નાતરાની તથા પણીઅતની સ્ત્રી ગુજરી જાય ત્યારે તેણે ચઢેલા પલ્લાનું જેવર તથા પલ્લાનાં બદલામાં અપાયલું જેવર તેણીના વારશ પાસેથી વસ્તીવાળાએ મરદને અપાવવું ન આપે તો ન્યાત બહાર મુકવો.

(૯) પરણેલી કન્યા રંડાય તેનું પલ્લાનું જેવર જ્યારે બીજી જગ્યાએ જાય ત્યારે મરનારના વારસને આપવું. તથા કાચી છોકરી ગુજરી જવાથી તેના ઉપર ચઢેલું પલ્લું ચઢાવનારને પાછું આપવું તથા છોકરો ગુજરી જવાથી કન્યાવાળાએ કન્યાને ચઢેલું પલ્લુ પાછું આપવું આપ્યા સિવાય નાતરે જવું નહી તથા નાતરે દેવી નહી અથવા વહેવા કરવો નહી પલ્લાનું જેવર આપ્યા શીવાય બીજી જગ્યાએ જશે તથા સગાઇ કરશે તો વસ્તીવાળાએ અપાવવું. નહી આપે તો વહેવાર બંધ કરવો. એ બાબત લેખી ખબર ન્યાત ગોરને આપવી ન્યાત ગોર વહેવાર બંધ કરશે.

(૧૦) છોકરીને વરત આણે તેડવા જાય છે તેની સાથે અરવણીઓ જાય છે તેને માટે ઠરાવ કરવામાં આવે છે કે અરવણીઆને રૂપિઆ ૧) થી રૂપિઆ ૫) સુધી આપવા આથી વધારે રૂપિયા અથવા વધારે કીંમતની જણસ આપવી નહીં. આ ઠરાવથી કોઈ શખસ વધારે રૂપિઆ આપશે તેની પાસેથી પંચવટી વધારાના રૂપિઆના લેશે તથા ન્યાતગોરને રૂપિઓ ૧) આપવો પડશે.

(૧૧) કોઈ માણસે ગોરો (અલુણા)નું ખાવું લઇ જવું નહીં. જો કોઇ લઇ જશે તો રૂપિઆ ૫૧) દંડ કરશે તથા ન્યાત ગોરને રૂપિઆ ૨) આપવા પડશે.



## પ્રકરણુ (૨)

# ફારગતી સંબંધી.

(૧૨) આપણી ન્યાતમાં જે માણસે જે સ્ત્રી સાથે લગ્ન કર્યા પછી કોઇપણ કારણુસર મરદે અગર સ્ત્રીએ ફારગતી [છુટાછેડા] કરવી નહીં. જો કોઇ ફારગતી કરે તો તેને ન્યાતમાં વાપરવા નહીં.

(૧) ફારગતી કોઇને કરવી હોય તો શાલ ૧૯૭૪ ના વૈશાખ સુદ ૩ સુધીમાં એટલે મુદતમાં જેણે કરવી હોય તેણે કરી લેવી. આ મુદત વીતે ફારગતી થશે નહીં અને કરશે તો તેને ન્યાતમાં વાપરવો નહીં.

(૨) છોકરો અગર છોકરી એમાં કોઇ આંધળું, લુલુ, ગુગું થાય તો તેની કાચી શગાઇ હોય તે રદ કરી બીજે ઠેકાણે કરવા છુટ છે.



## પ્રકરણ (૩)

# નાતરા સંબંધી.

(૧૩) આપણી ન્યાતમાં જે કોઇ બાઈ નાતરે જાય તેનો ચાંલ્લો તેના માબાપે અને માબાપ નહીં હોય તો તેનાં સગા ભાઇએ કરવો એ રીતે ચાંલ્લો થાય તો નાતરાનો ચાંલ્લો નક્કી થશે એમ સમજવું અને જો માબાપ અગર સગો ભાઇ અથવા પીત્રાઇઓ એમાંનો કોઇ નહીં હોય તો બાઇને પાલણ પોષણ કરનાર તથા તે ન હોય તો બાઇના ધ્યાનમાં આવે તે સગાની પાસે ચાંલ્લો કરાવી નાતરે જાય તો તે હરકત નથી. જો કોઈ આ વિરૂધ્ધ ચાંલ્લો કરશે તો તેને પંચવટી રૂપિઆ ૫૦૧) દંડ કરશે તથા ન્યાતગોરને રૂા. ૪) આપવા પડશે તથા કરેલો ચાંલ્લો રદ થશે.

(૧૪) ચાંલ્લો કરતી વખતે પુરૂષ પક્ષ તરફથી બેન ભાણેજ શીવાય બીજા માણસોને બોલાવવા નહીં. બેન ભાણેજને મોડેથી બોલાવવા, ચીઠ્ઠી લખી તેડવા નહીં. સ્ત્રી તરફથી ચાંલ્લો કરવા વધારેમાં વધારે વીસ માણસ મોકલવા. આ વિરૂધ્ધ ચાલનારને પંચવટી રૂા. ૧૦૧) દંડ કરશે તથા ન્યાતગોરને રૂપિઆ ૨) આપવા પડશે.



## પ્રકરણ (૪)

# એક ઓરત ઉપર બીજી ઓરત કરવા સંબંધી.

(૧૫) કોઇ માણુસને એક ઓરત છતાં તેના ઉપર બીજી ઓરત કરવી હોય તો પ્રથમની ઓરતનું મન મનાવી બીજી ઓરત કરવી. જો કોઈ આગલી ઓરતની રજા શિવાય કોઇ માણુસ સગપણ કરશે તો બન્નેને ન્યાત બહાર મુકવામાં આવશે.

(૧) જે ઇશમે એક ઓરત ઉપર બીજી ઓરત કર્યા પછી પછી પ્રથમની ઓરતને તથા નવી ઓરતને (પ્રથમ કરેલી અને હવે પછી કરશે તેને) બનતર નહીં આવે તો સાસરે રહે તો રૂા. ૩૦૦) નું પલ્લું અને રહેવાને ૧ ગાળો ઘર અને ખોરાકી બદલ દર સાલ રૂપિયા ૧૨૫) આપવા. જો ઓરત પીએરમાં રહે તો રૂપિઆ ૭૫) ખોરાકી બદલનાં દર સાલ આપવા.

(૨) પરણ્યા પછી કોઈ બાઈ આંધળી, લુલી, ગુંગી થાય અને મરદે બીજી કરવી હોય તો તેણે બાઇની રજા ન આપે તો પંચવટીએ બાઇની ખોરાકીનો કાયદા મુજબ બંદોબસ્ત કરી રજા આપવી.

(૩) જે બાઇની ઉમર વરસ ૨૫ સુધીની થઈ હોય અને તેને પ્રજા ન થાય તો તેનાં ધણીને બીજી કરવી હોય તો પંચવટી મેળવી પંચવટીએ આગલી બાઈનો ખોરાકીનો કાયદા મુજબ બંદોબસ્ત કરી મરદને બીજી ઓરત કરવા રજા આપવી.

## પ્રકરણ (૫)

# કન્યાનું હરણ અગર તાણીઉ સંબંધી.

(૧૬) જો કોઇ માણસ કોઇ કન્યા વિધવા અગર ઉભા ધણીની ઓરતનું હરણ કરે તો તેને પંચવટીઓ રૂપિઆ ૫૦૦૦) પાંચ હજાર રૂપિઆ દંડ કરવો દંડ ન આપે તો ન્યાત બહાર મુકવો. આ ઉપરાંત રૂપિઆ ૨૫) ન્યાત ગોરને આપવા.

(૧૭) કલમ ૧૩ પ્રમાણે કાયદેશર ચાંલ્લો કર્યો કે ચાંલ્લો કરેલી ઓરતને જો બીજે ઠેકાણે નાતરે દેવામાં આવશે તેની પાસેથી પંચવટીએ રૂપિઆ ૫૦૦૦) પાંચ હજાર રૂપિઆ દંડ લેવામાં આવશે. ચાંલ્લો થયો એટલે ચાંલ્લો કરેલા ઠેકાણે ઓરાવવીજ જોઇએ.



## પ્રકરણ (૬)

# મરણુ ક્રીયા સંબંધી.

(૧૮) મરણુ પ્રસંગે રડવા જવાનો રીવાજ છે તેમાં મરદે તથા સ્ત્રીએ ફક્ત દશાને દીવસે જવું. એ શીવાયના બીજા કોઇપણુ દીવસે રડવા જવું નહીં અને મીઠું ભોજન કરવું નહીં. કરશે તો ન્યાતનો ગુન્હેગાર થશે.

(૧) કોઈ સ્ત્રી પોતાને પીએર અગર બીજા કોઇ ઠેકાણે ગઈ હોય તો ત્યાં આગળ તેનું છોકરૂં મરી જાય અગર તો તેને સાસરે તેના પોતાનાજ ઘરમાં કોઈનું મરણુ થાય તો તે દીવશે જવાની છુટ છે પણુ તેણે ઘરમાં જઇનેજ વહેવાર કરવો. બહારથી રડતા જશે તો તે પણુ ગુન્હાને પાત્ર થશે.

(૧૯) માસીઆપર કોઇએ બેસવા જવું નહીં તથા માટલી લઇ જવી નહીં. આ વિરૂદ્ધ ચાલનારને પંચવટી રૂપિઆ ૫) દંડ કરશે.

(૨૦) કોઇ માણુસે બારમાનો ખર્ચ કરવો નહીં. ફકત ગમે તે પ્રકારનું ભોજન કરી પોતાનું ગામ, બહેન ભાણુજા મહોડેથી બોલાવી લેવા. ચીઠ્ઠી લખી તેડવા નહીં. જો કોઇને સમસ્ત ન્યાત કરવી હોય તેને બારમું કરવાની છુટ છે. સમસ્ત ન્યાત કરે તેને ખાંડ વાપરવાની છુટ છે. સમસ્ત ન્યાત કરે તેણે ન્યાતગોરને રૂપિઆ ૫) આપવા તે વિરૂદ્ધ ચાલનારને રૂા. ૧૦૦૧) દંડ પંચવટી કરશે તથા ન્યાતગોરને રૂપિઆ ૫) આપવા.

## પ્રકરણ (૭)

# પરચુરણ બાબત.

(૨૧) આપણી ન્યાતમાં કોઇ ઈસમ અપુત્રવાન મરી જાય તેના વારસામાં તેની છોકરી ગણાય, અને છોકરી અપુત્રવાન હોય અને તે છોકરી મરી જાય તો મરનાર મુળ ઇશમના સીધી લીટીનાં વારસોનો હકક થાય છે.

(૨૨) કોઇ ઈસમ અજાણપણે ધર્મ વિરૂદ્ધ થયો હોય તો દેહસુદ્ધિ કરવા માટે પંચવટી એકઠી કરવી.

(૨૩) જો કોઇ ઇશમ જાણીબુજી વટલી જાય અને પાછો ફરી આવે તો ગામ ૨૫ની પંચને એકઠી કરવાથી ફેંસલો પંચ મરજી મુજબ કરવા મુખ્તીઆર છે. લાંબી મુદતના એટલે બાર માસ ઉપરાંતનાને ન્યાતમાં દાખલ કરવામાં આવશે નહીં.

(૨૪) ભરૂચ જીલ્લામાં કન્યા આપે છે તે કોઇએ હવે પછી છોકરી આપવી નહીં અને આપશે તો તેને પંચવટી પુછશે અને રૂપિઆ ૧૦૦) દંડ લેવામાં આવશે તથા ગોરને રૂપિઆ ૨) આપવા પડશે.

(૨૫) કોઇ માણસે ઉપર લખેલા ગુન્હાઓ બદલ સરકારમાં ફર્યાદ કરવાની જે કલમમાં છુટ રાખવામાં આવી છે તે શિવાયના ગુન્હાઓ બદલ સરકારમાં ફર્યાદ કરવી નહીં. જો કરશે તો પંચવટી રૂપિઆ ૫૧) દંડ કરશે તથા ન્યાતગોરને રૂપિઆ ૨) આપવા પડશે.

---

કાયદાનો વધારો સાલ ૧૯૭૬

## લગ્ન સંબંધી.

સાલ ૧૯૭૬ના માહા શુદ ૪ વાર રવી તા૦ ૨૫-૧-૨૦ને રોજ ન્યાત સમસ્ત સુરત મુકામે એકઠી થઇ એક મતે ઠરાવ કરે છે કે ચાલુ સાલના આપણા લગ્ન ચાલતા આવતા સંપ્રદાય પ્રમાણે નીકળવાના છે પણ બાળ લગ્ન અટકાવવાના હેતુથી આપણે બધા એકમત થઇ ચાલુ સાલે ઊંઝામાં ઉમિયા માતાના મુકામે લગન નીકળે તો પણ ચાલુ સાલે આપણે લગન કરવા નહીં અને હવે પછી આપણાં કાયદાનાં ધોરણ ઠરેલું છે તે ધોરણે લગન કરવા.

---

## ગૌવધ અટકાવવા બાબત.

ગૌવધ અટકાવવા માટે ન્યાતમાં તમામ ઇસમોને ગાયો પાળવાની તથા વાછરડા સમરાવવાની છુટ આપવામાં આવે છે.



# છોકરીઓને સાસરે મોકલવા બાબત.

વરત આણે છોકરીઓ મોકલવાનો રીવાજ છે તે મોકલવાની વીધીમાં છોકરીના બાપે ફકત બેજ પરોણા બોલાવી સાસરે મોકલવી અરવણીઓ પણ મોકલવો નહીં તેમ તેડવા જનારે પાન સોપારી પણ લઈ જવા નહીં. આણા વારવામાં પણ બેજ પરોણાએ જવું.

જેની ઇચ્છા વધુ ઉમંગથી મોકલવાની હોય તેણે પરોણા ૧૦૧) એકસોએક તેડી મોકલવી તેને પાનસોપારી વિગેરે વીધી કરવાની છુટ છે આ કામમાં આણા વારવામાં ગમે તેટલા માણસો જવાની છુટ છે ન્યાતગોરને બંને પક્ષે રૂ. ૨) બબ્બે મળી ચાર આપવા આ કાયદાથી કોઇએ ઉલટા ચાલવું નહીં. ઉલટા ચાલનારને રૂ. ૧૦૧) અંકે એકસોએક રૂપીયા દંડ ઠરાવ્યો છે.

---

# શ્રીમંતના ખર્ચ બાબત.

શ્રીમંતનો ખર્ચ કરવામાં આવે છે તે આજથી બંધ કરવામાં આવે છે. ફકત બેજ છોકરાએ તેડવા જવું. શ્રીમંત કરનારે ગામની વસ્તી પણ જમાડવી નહીં. બેન ભાણેજને તેડવાની છુટ છે આ વિરૂદ્ધ ચાલનારને રૂ. ૧૦૧) અંકે એકસોએક દંડ ઠરાવવામાં આવશે.

